॥ ॐ तत्सत् प मात्मने नमः ॥

# તેજી-મંદી વિજ્ઞાન


સંપાદક અને પ્રકાશક:

**કવિ મૂળદાસ મોનદાસ નિમાવત**

મુ. ફલ્લા (ખીલોસ) કાઠીઆવાડ



આવૃત્તિ ૧ લી ∴ પ્રત ૫૦૦

વિ. સં. ૧૯૮૪ ∴ ઇ. સ. ૧૯૨૭

મૂલ્ય રૂ. ૧

— આ પુસ્તક મળવાનાં ઠેકાણાં —

કવિ મૂળદાસ મોનદાસ નિમાવત

મુ. ફુલ્લા (પોષ્ટ ખીલોસ.) કાઠિયાવાડ

શિવલાલ ઓધવજી કામદાર

મામા કોઠારોડ, ભાવનગર







મુદ્રણસ્થાન : 'વસંત' મુદ્રણાલય
મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
ઘીકાંટા રોડ :: અમદાવાદ



# પ્રસ્તાવના.



વર્તમાન સમયે અનેક પ્રકારના વ્યાપારમાં મુખ્ય વ્યાપાર રૂનો થઈ પડયો છે અને તેમાં પણ તૈયારીના વ્યાપાર કરતાં અમેરીકન વાયદા ઉપર મુખ્ય આધાર રહેલો છે. જોકે એવો વાયદાનો-સટ્ટાનો વ્યાપાર એકંદરે જનસમાજને ઉપયોગી તો નથી અને પરિણામે લાભકારક પણ નથી, છતાં અત્યારે એવો કોઈક જ મનુષ્ય હશે કે જે કોઇ ને કોઈ વખતે થોડા યા વધુ પ્રમાણમાં વાયદાનો વ્યાપાર નહિ કરતો હોય! તેમ અમુક જ્ઞાતિ કે વર્ણના મનુષ્ય જ એ વાયદાનો વ્યાપાર કરે છે, એવું પણ નથી. વણિક-બ્રાહ્મણથી માંડીને ખેડુત કે છેવટ ઢેડ-ભંગી પણ "આજે શું ભાવ રહ્યા? જીનનો બજાર શું રહ્યો? ફ્યુચર કેટલાં આવ્યાં?" વિગેરે વાતો કરતા અને પૂછતા આપણે સાંભળીયે છીએ. સહુ કોઈ પોતાના ઘર વગર તકલીફે શરીરને કષ્ટ આપ્યા સિવાય ભાગ્યદેવી-લક્ષ્મીદેવી પ્રસન્ન થાય એમ ઇચ્છી ૧૦૦-૨૦૦ માગી લાવી કે દરદાગીના ઉપર લાવીને પણ એના કોઈ હજાર-પાંચ હજાર કરવા ઇચ્છે છે. એમાં કોઈ પુણ્યયોગે કમાઈ જાય છે અને કેટલાક મોટે ભાગે પાયમાલ પણ થાય છે. એમ થવા છતાં પણ "હાર્યો જુગારી બમણું રમે" એ કહેવતાનુસાર કેટલાક વાયદાના વ્યાપારીઓ એવા

હઠાગ્રહી હોય છે કે "બસ એ વાયદાના વ્યાપારમાં પૈસા ખોયા છે તો હવે એ જ વ્યાપારમાંથી પૈસા લેવા છે" એમ કહી બીજા વ્યાપારમાં-ધંધામાં જોડાવાને બદલે એ વાયદાના વ્યાપારમાં જ તન ધન અને જીવન એ સર્વસ્વ ખર્ચી નાંખે છે. આ પ્રકારની સ્થિતિ અત્યારે છે તેનાથી કોણ અજ્ઞાત છે?

એક વાત એ પણ સામાન્ય નિયમરૂપે છે કે જન-સમાજમાં અમુક સ્થિતિ કે અમુક પ્રવૃત્તિને કોઇ ને કોઇ પ્રકારે અનુકુળ થવા કેટલાક એ વિષયના જાણનાર પણ વધુ પ્રમાણમાં બહાર આવ છે.

પૂર્વના વખતમાં રોગનું પ્રમાણ બહુ જ ઓછું હતું ત્યારે વૈદો પણ બહુ જ થોડા પ્રમાણમાં હતા. આજે આ-હાર-વિહારના અસંયમી લોકો વધ્યા એટલે વૈદ-ડોકટરો પણ ઢગલાબંધ વધી પડ્યા છે. મ્હોટા શહેરમાં કોઇ એવો લત્તો ભાગ્યે જ ખાલી હશે કે જ્યાં બે ચાર વૈદ-ડોકટરનાં પાટીયાં ન લટકતાં હોય. તેમજ પૂર્વમાં માણસો કદાચ પરસ્પર લડતા વા તેનો નીકાલ બહુધા ગ્રામ્ય પંચાયત-પંચદ્વારા થતો તેથી લોકોનાં સમય અને દ્રવ્યનો બચાવ થતો. આજે પરસ્પર ક્લેશ વધી પડ્યા ત્યારે સાથે વકીલો પણ વધી પડ્યા! એ જ રીતે વાયદાનો-રૂનો વ્યાપાર કરનારા વધ્યા એટલે તે રૂનું બજાર કયા વખતે કેવી દિશામાં જશે તે જોઈ આપનારા પણ વધ્યા છે અને દરેક પોતાને બીજા કરતાં ઉત્તમોત્તમ જ્ઞાન છે એમ જણાવી જનસમાજને

વાયદાના વ્યાપારમાં એક યા બીજા રૂપમાં સહાયભૂત થાય છે. પરન્તુ કહેવત છે કે–"ઉંટવૈદ્યના હાથે સાજા થવા કરતાં ઉત્તમ વૈદ્યના હાથે મરવું સારૂં." એ કહેવત અનુસાર લેભાગુ જ્યોતિષીઓપરની શ્રદ્ધાથી વ્યાપારમાં ઝુકાવવું એના કરતાં એ વ્યાપારવિના ચલાવી લેવું તે વધારે સારૂં છે. પરન્તુ જનસમાજને ગળે આ વાત ઉતરે તેમ નથી અને તેથીજ દિવસ ઉગ્યે જ્યોતિષીઓની નવી નવી જાહેર ખબરો વર્તમાનપત્રોમાં વાંચવામાં આવે છે. જનસમાજને જ્યોતિષનું જ્ઞાન પણ ન હોવાથી એવા શ્રદ્ધા આપનારના ઉપર શ્રદ્ધા રાખીને જનસમાજ ઉંડા પાણીમાં ઉતરે છે. તેવામાં જો કાકતાલીય ન્યાયે એકાદ બે વખત તે શ્રદ્ધા સાચી પડી જાય તો પછી તો લોકપ્રવાહ તે શ્રદ્ધા આપ-નાર તરફ ગાડરીયા પ્રવાહની માફક એટલો ઢળી પડે છે કે શ્રદ્ધા લેનાર તો લાભ મેળવે–ધનિક થાય કે ન થાય પણ શ્રદ્ધા આપનાર તો જરૂર ધનિક બની જાય છે.

મ્હારી માન્યતા છે કે જો પોતાને કોઇ પણ વિષ-યનું જ્ઞાન હોય અને તે વિષય જનસમાજને કોઇ પણ રીતે ઉપયોગી–હિતકર્તા હોય અને જો પોતાની સ્થિતિ અનુકુળ હોય તો એકાન્ત પરમાર્થે જ એ વિદ્યાનો જનસમાજમાં પ્રચાર કરવો; પણ તેમ બની શકે તેમ ન હોય તો સ્વાર્થ સાધવાની સાથે બને તેટલે અંશે પરમાર્થ પણ કરવોજ અને એ જ ઉદ્દેશથી મ્હારી પાસે જુના હસ્તલિખિત પત્રો હતા તે વાંચતાં મ્હને તે જરા સમયાનુકુળ ભાષામાં લખી

પ્રસિદ્ધ કરવાની ઇચ્છા થઈ અને તે એવા ઇરાદાથી કે-જ્યોતિષના કાંઈ પણ જ્ઞાન વિના પણ સામાન્ય રીતે સ્હમજ શક્તિવાળા માત્ર ગુજરાતી વાંચી જાણનારા પણ માત્ર ગુજરાતી પંચાંગમાં લખેલ બીના ઉપરથીજ બજારની તેજી મંદીની મુખ્ય હકીકત જાણી-સ્હમજી શકે. તેથી પરાણે થઈ બેઠેલા જ્યોતિષી અને લોકો કનેથી મોટી મોટી ફી મેળવવાનો પ્રયત્ન કરનારા જે જનસમાજને કેટલીક વખત ઉંધે માર્ગે દોરી જાય છે તે જનસમાજ ન દોરવાય અને પોતાના ધંધા પુરતું જ્ઞાન પોતે જ કરી લે. તેવા હેતુથી જ આ પુસ્તક જનસમાજના-વ્યાપારી આલમના-ચરણે ધરવામાં આવે છે.

આ પુસ્તકનો ઉપયોગ કરનારને થોડીક આવશ્યક સૂચના કરવી જરૂરની છે, અને તે એ કે—

જ્યારે જ્યારે બજારની રૂખ જોવાની જીજ્ઞાસા થાય ત્યારે જો સ્હેજ પણ હિન્દી ભાષાનું જ્ઞાન હોય તો-જોધપુરી બ્રહ્મપક્ષનું ચૈત્રી પંચાંગ પંડિત શ્રીધર શિવલાલનું જે મુંબાઇમાં મળે છે તેના પરથી જોવું અને તેવું હિન્દી ભાષાનું જ્ઞાન ન હોય તો ગુજરાતી પત્રનું જે ચોપડી આકારનું પંચાંગ આવે છે તેના પર વધુ આધાર રાખવો. પોતાનું વલણ અમુક બાબત પર જ ચોક્કસ હોય તો તેને ઘડીભરને માટે બાજુએ મૂકવું; એટલે કે તેજી માનનારા તેજીના અને મંદીના વલણવાળા મંદીના સંજોગો જોવે તો તેમાં તેને ફસાઇ જવાનો વખત આવે. પરન્તુ જ્યારે બજારની રૂખ-

તેજી મંદી જોવી હોય ત્યારે તટસ્થ બુદ્ધિથી જોવી અને કદાચ એકી સાથે બે જાતના સંજોગો જોવામાં આવતા હોય તો વધુ બળવાન સંજોગોપર આધાર રાખવો, છતાં એ ભૂલવું નહિ કે ઓછા બળવાન સંયોગની અસર મુદ્દલ ન જ થાય! અસર તો જરૂર થાય છે જ પણ તે સામાન્ય પ્રમાણુમાં થાય છે, એ વાત પણ લક્ષમાં રાખવી. જેમકે—

કલમ ૬૭ માં લખ્યું છે કે "મીન રાશીનો ગુરૂ હોય ત્યારે છ મહીના પછી રૂ વેચે તો ત્રણગણો લાભ થાય" અર્થાત મીન રાશીનો ગુરૂ થયા પછી છ મહીને રૂમાં મોટી મંદી આવે, એમ લખ્યું છે અને તે વાત સાચી પણ છે. પરન્તુ કદાચ મીન રાશીનો ગુરૂ થયો ને છ મહીના થયા હોય ત્યારે કર્ક રાશીનો અસ્ત થતો હોય તો રૂ કપાસમાં મોટી તેજી કરે છે. તો આવા પ્રસંગે એ ધ્યાનમાં રાખવું કે મીન રાશીનો ગુરૂ થયાને છ મહીના વિત્યે મંદીની સામાન્ય અસર થાય, પરન્તુ તુર્તજ કર્ક રાશીનો શની અસ્ત થતાં મોટી તેજી થાય કારણકે શનીનો અસ્ત વધુ બળવાન જોગ છે, અને તે પણ જો પૂર્વ દિશામાં અસ્ત થતો હોય તો વધુ બળવાન જોગ ગણાય છે. આવી રીતે યોગાનુયોગો જોઇને કામ કરવું. વળી એક ઠેકાણે લખ્યું છે કે "કોઈ પણ મહીનાની વદ છઠનો ક્ષય હોય તો રૂમાં મોટી તેજી આવે." આ વાત ખરી છે. પરન્તુ જો ખરેખર અને પૂર્ણ રીતે–દરેક પંચાંગમાં વદ છઠનો ક્ષય કરેલ હોય તો જ. એક પંચાંગમાં વદ છઠનો ક્ષય લખ્યો હોય અને બીજામાં

વદ પાંચમનો ક્ષય લખ્યો હોય તો–તે બજાર તેજી થવાનો ચોક્કસ સંભવ ન ગણાય; વખતે તેજી થાય અથવા ન પણ થાય; અથવા થાય તો બહુ જ જુજ પ્રમાણમાં થાય.

આવી રીતે પરસ્પર સંબંધ અને યોગાનુયોગ જોઇને કામ કરવું અને આ કામ કાંઈ બહુ અઘરૂં નથી. માત્ર પ્રમાણિક પંચાંગના થોડા મનનપૂર્વક વાંચનના પરિણામે તે સ્હમજી શકાય તેમ છે. જો આવી સ્હમજણપૂર્વક ઉપયોગ કરવામાં આવશે તો મ્હને જરૂર વિશ્વાસ છે કે વ્યાપારી જનસમાજ આ પુસ્તકની સ્હાયતાથી જરૂર લાભ મેળવશે; કદાચ લાભ નહિ મેળવી શકે તોપણ ખોટી રીતે શ્રદ્ધામાં ફસાતા બચી જશે અને તેથી આર્થિક હાનીમાંથી બચી જશે. એટલું થાય તો પણ કાંઈ ઓછો લાભ નથી.

પુસ્તકની કિંમત ઉપલક દૃષ્ટિથી કે ચોપડીનાં પાનાંનો હિસાબ કરનારને જરૂર વધુ લાગશે; પરન્તુ પુસ્તકની ઉપયોગીતા અને તેની સ્હાયતાથી મળતો લાભ વિચારનારને તો પુસ્તકની કિંમત અલ્પ જ જણાશે. બાકી તો "મન મનની રૂચી ન્યારી."

**ॐ हरि ॐ तत्सत्**

:લ્લા. કાર્તક સુદિ ૨ ને ગુરૂવાર ૧૯૮૪. } લિ : કવિ મૂળદાસ મોનદાસ.



ॐ तत्सत्

# તેજી-મંદી વિજ્ઞાન.



૧ શુક્ર અથવા શનિનો ઉદય થાય ત્યારે રૂમાં તેજી થાય અને તે બન્ને ગ્રહોમાંથી કોઇનો પણ અસ્ત થાય ત્યારે રૂમાં મંદી થાય.

૨ ચૈત્ર માસમાં શુક્ર અને શનિ એ બે એક રાશી ઉપર હોય તો તેલ અને ઘીમાં તેજી થાય.

૩ અષાઢ વદિમાં શુક્રનો અસ્ત થાય તો શીયાળામાં જવ અને ઘઉંનો હિમથી નાશ થાય.

૪ શુક્રનો ઉદય પૂર્વ દિશામાં થાય ત્યારે રૂ અને ચોખામાં તેજી થાય.

૫ શુક્રનો ઉદય પશ્ચિમ દિશામાં થાય ત્યારે રૂમાં લગભગ ૧૫ ટકાની તેજી માસ દોઢમાં થાય અને અનાજની મંદી થાય. તેમજ કપાસ, સુતર અને તલના ભાવ તેજ થાય.

૬ શુક્રનો અસ્ત પૂર્વમાં થાય ત્યારે માસ એકમાં અનાજની તેજી થઇ મંદી થાય. રૂમાં મંદી થાય.

૭ શુક્રનો અસ્ત પશ્ચિમ દિશામાં થાય ત્યારે રૂમાં મંદી થાય અને અનાજમાં દિવસ ૧૫ માં કાંઇક તેજી થઇ મંદી થાય.

૮ શનિનો ઉદય પૂર્વ દિશામાં હોય ત્યારે રૂમાં મંદી થાય. બીયાંમાં મંદી થાય. અનાજમાં દિવસ ૧૫ માં પ્રથમ તેજી થઇ પછીથી મંદી થાય.

૯ શનિનો ઉદય પશ્ચિમ દિશામાં થાય ત્યારે રૂમાં સારી તેજી થાય.

૧૦ શનિનો અસ્ત પૂર્વ દિશામાં થાય ત્યારે રૂમાં ૧૦ થી ૧૫ ટકાની તેજી થાય.

૧૧ શનિનો અસ્ત પશ્ચિમ દિશામાં થાય ત્યારે રૂમાં સારી મંદી થાય.

૧૨ બુધનો ઉદય પૂર્વ દિશામાં થાય ત્યારે રૂમાં સારી તેજી થાય અને અનાજમાં મંદી થાય.

૧૩ બુધનો ઉદય પશ્ચિમ દિશામાં થાય ત્યારે રૂ અને ચાંદીમાં વધઘટ થાય.

૧૪ બુધનો અસ્ત પૂર્વ દિશામાં થાય ત્યારે દિવસ ૧૫ થી ૨૦ માં રૂમાં ૧૦ ટકાની તેજી થાય, ચાંદીમાં ૧ થી ૧।। ટકાની તેજી થાય અને માસ દોઢ સુધી ધાતુના ભાવ વધે.

૧૫ બુધનો અસ્ત પશ્ચિમ દિશામાં થાય ત્યારે દિવસ ૧૫ પછી રૂ અને ચાંદીમાં મંદી થાય.

૧૬ બુધ–ગુરૂ અથવા શનિ એમાંથી કોઇ પણ ગ્રહનો વક્ર થાય ત્યારે રૂમાં તેજી થાય.

૧૭ શુક્રનો અસ્ત થાય ત્યારે રૂમાં ૧૫ ટકા ઘટે.

૧૮ શુક્રનો ઉદય ઝાઝા દિવસનો હોય તો રૂમાં ૫૦ ટકા વધે.

૧૯ શુક્રનો ઉદય થાય ત્યારથી રૂમાં ૫૦ ટકા શુક્રનો અસ્ત થતાંસુધીમાં વધે અને અસ્ત જો વધારે દિવસનો હોય એટલે કે એક મહીનાસુધીનો અસ્ત હોય તો ઉદય થતાંસુધીમાં ૫૦ ટકા રૂમાં ઘટે.

( શુક્રનો અસ્ત ઓછામાં ઓછો સાત દિવસનો અને વધારેમાં વધારે ૭૨ દિવસનો રહે છે; તે સાત દિવસના અસ્તમાં નહિ પરન્તુ વધારે દિવસના અસ્તમાં ૫૦ ટકાની મંદી થાય છે. શુક્ર સ્વગૃહી હોય અથવા ઉચ્ચ રાશીનો હોય તો તેની વધઘટ ઉપર અસર તુર્તમાં જ થાય છે અને જો નીચનો હોય તો ધીમે ધીમે વધે ઘટે છે.

પણ જ્યારે ઉંચનો થાય ત્યારે અથવા સ્વગૃહી થાય ત્યારે એકદમ બળ કરે છે.)

૨૦ ગ્રહણ થયા પહેલાં કોઇ પણ ચીજનો ભાવ વધેલ હોય અથવા ઘટેલ હોય તે ગ્રહણ થયા પછીથી દોઢ માસ સુધીમાં પ્રથમ જેની તેજી હોય તે ચીજની તેજી જ રહે અને જે ચીજની મંદી થએલ હોય તેની મંદી જ રહે.

૨૧ કોઇ પણ મહીનાની પૂર્ણિમાના કરતાં તે જ મહીનાની અમાસ જો ઓછી ઘડીની હોય તો તે મહીનામાં રૂની પીઠ તેજી ચાલે અને જો એથી ઉલટી રીત એટલે પૂણમા ઓછી ઘડીની હોય અને અમાસ વધુ ઘડીની હોય તો રૂ બજાર નરમ થાય.

૨૨ મહા સુદિ ૬ ને શુક્રવાર હોય તો રૂની મંદી થાય. એ જ મહીનામાં ૨૦ થી ૨૫ ટકાની મંદી કરે.

૨૩ મહા સુદિ ૫ ના દિવસે વાદળાં થાય તો ફાગણ મહીનામાં રૂની તેજી થાય.

૨૪ મહા સુદિ ૬ ના દિવસે વાદળાં થાય તો ચૈત્ર મહીનામાં રૂની તેજી થાય.

૨૫ મહા સુદિ ૭ ના દિવસે વાદળાં થાય તો વૈશાખ મહીનામાં રૂની તેજી થાય.

૨૬ મહા વદિ ૬ બે ઘડીથી વધારે ન હોય-પણ બે ઘડીની અંદર હોય તો તે મહા મહિનામાં જ રૂમાં ટકા ૧૯ થી ૨૮ ની મંદી થાય છે.

૨૭ મહા સુદિ ૧૧ ના દિવસે બુધવાર હોય તો રૂ, ઘી વિગેરે ધોળા રંગની વસ્તુ તેજ થાય.

૨૮ મહા સુદિ ૬ ના દિવસે વર્ષાદ ગાજે તો કપાસની તેજી થાય.

૨૯ મહા સુદિ ૧ શનિ કે મંગળવારી હોય અને દિવસ વાદળાં વિગેરેથી રહીત નિર્મળો હોય તો રૂ કપાસ લેવા. ત્રણ મહીના પછી બમણો લાભ થાય.

૩૦ મહા સુદિ ૬ ની રાત સ્વચ્છ-વાદળાં રહીત હોય અને તે દિવસે ગુરૂવાર હોય તો રૂ કપાસનો સંગ્રહ કરવો. ત્રણ મહીને બમણો લાભ થાય.

૩૧ મહા સુદિ ૬ નો દિવસ વાદળાં રહિત-સ્વચ્છ હોય તો કપાસ તેજ થાય.

૩૨ મહા સુદિ ૬ ને સોમવાર હોય અને આકાશ વાદળાંવાળું હોય તો કપાસનો ભાવ વધે.

૩૩ માગશર મહિનાની સુદિ અથવા વદિ ૧૧ અને રવિવાર હોય અને સુતર કપાસનો ભાવ તે વખતે મંદીમાં હોય તો ખરીદ કરવું. વૈશાખ મહીનામાં તેનો બજાર તેજ થાય.

૩૪ માગશર સુદિ ૧૫ ગુરૂવારી હોય તો માસ ૬ થી ૭ માં કપાસનો ભાવ તેજ થાય.

૩૫ માગશર સુદિ ૭ શુક્રવારી હોય તો રૂ અને ઘી વિગેરે મંદા થાય.

૩૬ કાર્તિક સુદિ ૧ બુધવારી અને સુદિ ૫ રવિવારી હોય તો રૂનો ભાવ તેજ થાય.

૩૭ મહા સુદિ ૮ જો વાદળાંવાળી હોય, સ્વચ્છ ન હોય તો કપાસ મળવો મુશ્કેલ થઇ પડે.

૩૮ ફાગણુ સુદિ ૧૨ શુક્રવારી હોય તો રૂ અને બીજી સર્વ ધોળી વસ્તુની તેજી થાય. તે કાર્તિક સુદિ ૬ પહેલાં તેજી થાય.

૩૯ ફાગણુ સુદિ ૨ મંગળવારી હોય તો રૂ, ઘી વિગેરે ધોળી વસ્તુના બજાર તેજ થાય. રૂનો ભાવ કાર્તિક સુદિ પહેલાં તેજ થાય.

૪૦ ફાગણ મહિનામાં વરસાદ થાય તો ગર્ભ ગળ્યો જાણવો અને રૂ, ઘી, રસકસનો સારી રીતે સંગ્રહ કરવાથી લાભ થાય.

૪૧ ફાગણ સુદિ ૧૫ ની રાતે ચંદ્રની સાથે ચાંદરડુ હોય તો રૂનો ભાવ વધે.

૪૨ ચૈત્ર સુદિ અથવા વદિ ૧૧ રવિવારી હોય તો સુતર કપાસની મંદી હોય તો ખરીદ કરવા, કારણ કે વૈશાખ મહીનામાં તેજી થશે.

૪૩ ચૈત્ર સુદિ ૫ ની ગાડલી જોવી. ચંદ્રથી વછીયાત પાછળ હોય તો રૂનો ભાવ ઘટે અને ચંદ્રથી વછીયાત આગળ હોય તો રૂનો ભાવ વધે.

૪૪ ચૈત્ર મહીનામાં મેષ સંક્રાન્તિ બુધ ગુરૂ કે શુક્રવારી હોય તો કપાસના ભાવ વધે.

૪૫ ચૈત્ર મહીનામાં મીન સંક્રાન્તિ સોમવારી હોય તો કપાસના ભાવ તેજ.

૪૬ વૈશાખ મહીનામાં જો મેષ રાશી બેસતી હોય અને તે દિવસે બુધ, ગુરૂ કે શુક્રવાર હોય તો રૂ–કપાસના ભાવ તેજ થાય.

૪૭ વૈશાખ સુદિ ૬ શુક્રવારી હોય તો રૂનો ભાવ કારતક સુદિ ૧ સુધીમાં રૂપીયા ૧–૨ વધે.

૪૮ વૈશાખ વદિ ૧૪ શનિવારી હોય તો એક મહીના સુધી રૂનો ભાવ સમધારણ રહે, બહુ વધઘટ ન થાય.

૪૯ વૈશાખ સુદિ ૧૫ ગુગળી–મેલી હોય તથા કપાસ અને રૂનો સંગ્રહ કરે તો ૫ થી ૭ મહીને રૂનાં નાણાં બમણાં થાય.

૫૦ વૈશાખ સુદિ ૧૦ રવિવારી હોય તો રૂ, ઘી અને ધોળી વસ્તુનો સંગ્રહ કરવો કારણકે થોડા દિવસમાં તે વસ્તુના ભાવ તેજ થાય.

૫૧ વૈશાખ સુદિ ૪ ગુરૂવારી હોય તો રૂનો વેપાર તેજીનો કરવો.

૫૨ વૈશાખ સુદિ ૬ ને શુક્રવાર હોય, તિથિ પૂર્ણ ૬૦ ઘડીની હોય તો એક મહીનાની અંદર રૂની પીઠના રૂપીયા એકના આઠ આના થઈ જાય, અર્થાત્ મોટી મંદી થાય. તો વૈશાખ સુદિ ૬ ને શુક્રવાર હોય તો વ્યાપાર મંદીનો કરવો.

૫૩ જેઠ સુદિ ૫ ને શનિવાર હોય તો રૂની એક મહીનાસુધી મંદી બજાર ચાલે.

૫૪ આસો સુદિ ૧૫ ની રાત્રે ચંદ્રની સાથે ચાંદરડું હોય તો રૂનો ભાવ વધે.

૫૫ આસો સુદિ ૧૫ નો વરસાદ થાય અથવા વાદળાં થાય તો દિવસ ૮ થી ૧૮ સુધીમાં રૂમાં ૩૦ ટકાની તેજી થાય.

૫૬ મહા સુદિ ૧૫ નાં વાદળાં થાય તો ૧। મહીના સુધી રૂની મંદી કરે અને ચૈત્ર સુદિ ૧૫ પછીથી ધોળી વસ્તુની તેજી કરે.

૫૭ મેષ રાશીપર સૂર્ય આવે ત્યારે રૂ તેજ થાય.

૫૮ મંગલ તુલા રાશી ઉપર હોય ત્યારે રૂ કપાસ તેજ.

૫૯ ધન રાશીનો મંગળ થાય ત્યારે કપાસી (કપાસની બનેલી કોઇ પણ) વસ્તુના ભાવ તેજ થાય.

૬૦ ઉગતી બીજનો ચંદ્ર મકર અથવા કુંભ રાશીમાં ઉગે અને તે વખતે વાદળાં હોય અર્થાત વાદળાંમાં જ ઉગે અને વાદળામાં જ અસ્ત થાય તો રૂ બજાર તેજ થાય.

૬૧ વૃષભ રાશીનો સૂર્ય થાય તે દિવસે ચંદ્ર પણ વૃષભ રાશીનો જ હોય તો રૂ બજાર તેજ થાય.

૬૨ સિંહ રાશીનો ગુરૂ થાય ત્યારે કપાસ રૂ અને લાલ રંગની વસ્તુ ચારથી ૧૨ માસસુધીમાં બમણો લાભ થયે વેચવી.

૬૩ કન્યા રાશીનો ગુરૂ થાય ત્યારે જો કપાસનો સંગ્રહ કરે તો બે મહીને લાભ થાય અને ત્રણ મહીના ઉપરાંત સંગ્રહે તો ચાર મહીનાસુધીમાં ત્રણ-ગણો લાભ થાય.

૬૪ ધન રાશીનો ગુરૂ થાય ત્યારે રૂ બજાર તેજ થાય.

૬૫ વૃશ્ચિક રાશીનો ગુરૂ હોય તો કપાસ મોંઘો થાય અને પાંચ મહીને લાભ આપે. અષાઢ મહીના-સુધીમાં ત્રણગણો લાભ મળે.

૬૬ કુંભ રાશીનો ગુરૂ હોય ત્યારે રૂ વિગેરે શ્વેત વસ્તુ છ મહીના ઉપરાંત વેચવાથી બમણો લાભ થાય.

૬૭ મીન રાશીનો ગુરૂ થાય ત્યારપછીથી છ મહીના પછી રૂ વેચે તો ત્રણગણો લાભ થાય.

૬૮ મીથુન રાશીનો ચંદ્ર હોય ત્યારે કપાસ મોંઘો થાય છે.

૬૯ કર્ક રાશીનો શનિશ્ચર અસ્ત થાય તો કપાસનો ભાવ તેજ થાય.

૭૦ કન્યા રાશીનો શનિ હોય ત્યારે રૂ કપાસ તેજ થાય.

૭૧ શુક્રથી ગુરૂ આગળ હોય તો ધોળી વસ્તુ માત્રની તેજી થાય.

૭૨ ગુરૂ અને શનિ બન્ને તુલા રાશીપર એકી સાથે આવે અથવા હોય તો રૂનો ભાવ એકદમ તેજીમાં આવે.

૭૩ જે વખતે સૂર્ય અને રાહુ એક રાશીમાં ભેગા થએલ હોય ત્યારે તેટલા વખતસુધી રૂનો બજાર ઘટતો રહે, અને એ બન્ને એક નાડીપર આવે ત્યારે રૂમાં ૫૦ ટકા ઘટે.

૭૪ જે મહીનામાં સુદિ ૨ ગુરૂવારી અથવા શુક્રવારી હોય અથવા ક્ષય હોય અને સુદિ ૧૫ શુક્રવારી હોય તો રૂમાં ૨૦ થી ૨૫ ટકાની તેજી.

૭૫ કોઇ પણ મહીનાની સુદિ બીજ શનીવારે ઉગે (ચંદ્ર દેખાય) તો રૂનો ભાવ વધે.

૭૬ કોઇ પણ મહીનામાં સોમવારી બીજ ઉગે તો દિવસ ૧૫ માં રૂની તેજી.

૭૭ કોઇ પણ મહીનામાં સુદિ ૨ આર્દ્રા નક્ષત્રમાં ઉગે તો કપાસની તેજી.

૭૮ કોઇ પણ મહીનામાં સુદિ ૨ પૂર્વા ફાલ્ગુની નક્ષત્રમાં ઉગે તો રૂ બજારની મંદી થાય.

૭૯ કોઇ પણ માસમાં સુદિ ૨ ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં ઉગે તો રૂની મંદી થાય.

૮૦ કોઇ પણ મહિનામાં સુદિ બીજ હસ્ત નક્ષત્રમાં ઉગે તો શ્વેત રંગની વસ્તુ મોંઘી થાય.

૮૧ કોઇ પણ મહિનાની સુદિ ૨ સ્વાતિ નક્ષત્રમાં ઉગે તો રૂ કપાસની તેજી થાય.

૮૨ જે મહીનાની સુદિ ૬ ગુરૂવારી હોય અને ૧૦ રવિવારી હોય તો તે મહિનામાં રૂની તેજી.

૮૩ જે મહીનામાં દનિયા નક્ષત્રના દિવસે શુન્ય આવે તે દિવસે રૂની તેજી થાય.

૮૪ રવિવારના દિવસે મુળ નક્ષત્ર હોય તો રૂની તેજી.

૮૫ જે મહીનાની સંક્રાન્તિ ૧૫ મૂર્તિ હોય તો તે મહીનામાં રૂની તેજી થાય.

૮૬ જે દિવસે સૂર્યની સાથે રાહુ ભેગો થાય તે માસમાં રૂમાં ૧૫ ટકાની મંદી થાય.

૮૭ વીશાખા નક્ષત્રની–વીંછીડાની જો સૂર્ય સાથે મિત્રાચારી હોય તો રૂનો ભાવ વધે અને જો ચંદ્રની સાથે મિત્રાચારી હોય તો રૂનો બજાર મંદી થાય. અને જો સૂર્ય અને ચંદ્ર આંકડે હોય તો પણ રૂનો ભાવ તેજ થાય છે. કદિ સૂર્ય ચંદ્ર આગળ પાછળ હોય તોપણ રૂનો ભાવ તેજ થાય છે.

૮૮ જે મહીનાની સુદિ પૂર્ણિમા ઘડી ૫–૭ ની અંદર એટલે ઘડી ૫ સુધીજ હોય તો રૂ બજાર તેજ.

૮૯ કોઇ પણ વખતે સૂર્યગ્રહણ મંગળવારનું હોય તો ગ્રહણના વખતથી ૧ાા મહીનાસુધી વસ્તુ માત્ર તેજ થાય.

૯૦ કોઈ પણ વખતે ચંદ્રગ્રહણ ગુરૂવારે હોય તે રૂમાં ટકા ૨૫ બે મહીનામાં વધે.

૯૧ કોઇ પણ મહીનામાં સુદિ પક્ષમાં તિથિ ક્ષય હોય તો રૂની મંદી થાય અને વદિ પક્ષમાં તીથી ક્ષય હોય તો રૂ બજાર તેજ થાય.

(આ ઉપર નં. ૯૧ માં જણાવેલ બીના ચોક્કસ સિદ્ધાન્ત તરીકે માનવી નહિ. ઘણું કરી એમ થવા સંભવ ખરો.)

૯૨ કોઈ પણ વખતે સોમવારૂં કોઇ પણ ગ્રહણ હોય અને ખાસ કરી સૂર્યગ્રહણ હોય તો રૂની તેજી થાય.

૯૩ કોઇ પણ મહીનાની સુદિ ૬ ઓછી ઘડીની હોય તો—ઘડી ૫ ની અંદર હોય તો રૂની મંદી થાય.

૯૪ જે વર્ષમાં છોગાળો તારો કે પૂંછડીયો તારો ઉગે તે વર્ષમાં રૂનો ભાવ બમણો થાય.

૯૫ પુંછડીયો તારો દેખાયા પછી એક મહીનામાં તે આથમી જાય તો રૂનો ભાવ ઘણોજ તેજ થાય.

૯૬ કોઇ પણ મહીનામાં વદિ ૬ નો ક્ષય હોય તો રૂનો વ્યાપાર તેજીનો કરવો. એક મહીનાસુધી—કદાચ એક મહીનામાં ભાવ ન વધે તો લાંબી મુદતે પણ ટકા ૫૦ જરૂર વધે જ.

૯૭ કોઇ પણ મહીનાની સુદિ ૧૪ નો ક્ષય હોય તો રૂમાં તથા ચોખામાં મોટી મંદી થાય.

૯૮ કોઇ પણ મહીનાની સુદિ ૧૪ નો ક્ષય હોય અને તે પૂર્ણિમાનું ગ્રહણ હોય તો-ગ્રહણનો ભાગ હોય તો રૂમાં ૫૦ ટકા જરૂરથી ઘટે.

૯૯ કોઇ પણ મહિનાની ૧૧ સોમવારી હોય અને તે દિવસે વૈધૃત કે વ્યતિપાત યોગ હોય તો રૂમાં ૨૦ થી ૧૫ ટકા જરૂરથી ઘટે.

૧૦૦ રૂની પીઠ તેજ ચાલતી હોય ત્યારે દક્ષીણ દિશામાં તેતરવરણાં વાદળાં થયાં કરે તો જરૂરથી રૂના બજારમાં મોટી મંદી થાય.

૧૦૧ કોઇ પણ માસમાં સુદિ ૯ નો ક્ષય હોય તો રૂમાં ૮ ટકાની તેજી થાય.

૧૦૨ કોઈ પણ મહીનાની અમાસ બુધ, ગુરૂ, શુક્ર, શનિ અને સોમવારી હોય તો રૂની સારી મંદી થાય.

૧૦૩ કોઇ પણ મહીનાની અમાસ રવિ કે મંગળવારી હોય તો રૂ કપાસની તેજી થાય.

૧૦૪ વૃષભ અથવા વરખ સંક્રાંતિ શનીવારે બેસે ત્યારે ઘઉંમાં એકદમ તેજી થાય.

૧૦૫ શનિ વક્રી હોય ત્યારે રૂમાં ૬૦–૭૦ ટકાની વધઘટ થાય. ખાસ કરીને પહેલાં તેજી અને પછી મંદી થાય.

૧૦૬ મંગળ વક્રી થાય ત્યારે સોનામાં મ્હોટી ૧–૧ાા ટકાની તેજી થાય.

૧૦૭ શુક્ર અથવા શનિ વક્રી થાય ત્યારે સુતર કાપડ કપાસ શણમાં સારી તેજી થઇ પાછળથી મંદી થાય.

૧૦૮ કારતક સુદ ૧ અને ફાગણ સુદ ૧ રવી, મંગળ, બુધ કે શનિવારી હોય તો રૂ તથા તેલના ભાવ ઘણા વધે તેમજ બીજી જણસોના ભાવ પણ વધે.

૧૦૯ આસો વદ ૧૩–૧૪–૦)) અને કારતક સુદ ૧ નાં વાદળાં થાય તો અનુક્રમે ચાર માસ એટલે કારતકથી મહા માસસુધી મંદી દરેક ચીજમાં રહે.

૧૧૦ બુધનો મેષ રાશીમાં ઉદય થાય ત્યારે ચાંદીમાં ૧ાા–૨ ટકાની મંદી થાય.

૧૧૧ તુલાનો સૂર્ય થાય તો ઘઉંમાં ૦ાા ટકા જેટલી તેજી થાય.

૧૧૨ પુંછડીયો તારો અથવા છોગાળો તારો (ધૂમકેતુ) જે દિવસે દેખાય તે દિવસે રૂના જે ભાવ હોય તેનાથી બમણા થાય.

૧૧૩ મેષ રાશિનો ગુરૂ થાય ત્યારે રૂમાં ૬૦–૭૦ ટકાની વધઘટ થાય.

૧૧૪ મિથુનનો બુધ અથવા શનિ થાય તો સોનામાં સારી નરમાશ આવે.

૧૧૫ કુંભરાશિ પર બુધ ગુરૂ અથવા બુધ ચંદ્ર સાથે આવે તો રૂમાં ૫૦ ટકાની તેજી થાય. કુંભ રાશિપર રાહુ આવે ત્યારે અઢી મહિના પહેલાંથી તે એક વરસસુધીમાં રૂમાં ૧૨૫ થી ૧૫૦ ટકા તેજી થાય.

૧૧૬ કારતક સુદ ૧૫ ને ભરણી નક્ષત્ર બે પહોર હોય તો કપાસમાં સારી તેજી આવે.

૧૧૭ એક પક્ષમાં ત્રણ બુધવાર હોય તો ઘીના ભાવ તેજ થાય.

૧૧૮ અનુરાધા નક્ષત્રમાં સૂર્ય આવે તો સોનામાં સારી મંદી થાય.

૧૧૯ વૈશાખ વદ ૧૪ ને શનિવાર હોય તો રૂના ભાવ લગભગ બમણા થાય.

૧૨૦ ગુરૂની સાથે શનિ વક્રી થાય અથવા પોતાના

સ્થાનમાં હોય તો ઘઉં નવ માસ સુધી મોંઘા વેચાય. માગસર માસ કે પોષ ફાગણમાં સુદમાં તિથિ ઘટે અને નક્ષત્ર વધે તો ઘઉં તથા જવમાં બીજે મહીને સારો ભાવ થાય. કોઇ મહિનામાં પુનમ વધે તો ઘઉંમાં મંદી થાય અને મીન રાશિનો બુધ અથવા શુક્ર થાય તોપણ ઘઉંમાં મંદી થાય.

૧૨૧ જ્યારે ચંદ્રગ્રહણ સોમવારે હોય ત્યારે રૂમાં ૫૦ ટકા વધે અને જો બુધવારે હોય તો ૩૦–૩૫ ટકા વધે.

૧૨૨ ધન સંક્રાંતિ સોમવારી આવે તો વૈશાખ સુદ ૧૫ સુધીમાં અથવા છેવટે અશાડ સુદ ૧૫ પહેલાં રૂના ભાવ દોઢા થાય.

૧૨૩ મંગળ વરખ, સિંહ, કન્યા અને મકર રાશિનો થાય ત્યારે સોનામાં સારી તેજી થાય અને ખાસ કરીને વરખ અને મકર રાશિમાં ૧ થી ૨ ટકાની તેજી થાય.

૧૨૪ અશ્લેષા નક્ષત્રનો મંગળ થાય ત્યારે ચાંદીમાં મ્હોટી મંદી થાય.

૧૨૫ મંગળનો અસ્ત થાય ત્યારે ઘઉંમાં ૦ાા થી ૧ ટકાની તેજી થાય. સિંહ અથવા કન્યાનો મંગળ થાય ત્યારે પણ ઘઉંમાં સારી તેજી થાય.

૧૨૬ કારતક સુદ ૫ અને પોષ વદ ૦)) એ બન્ને તિથિએ રવી, મંગળ, કે શનિવાર હોય તો રૂના ભાવ દોઢા અથવા બમણા થાય.

૧૨૭ ગુરૂ અથવા બુધ વક્રી થાય ત્યારે ઘઉંમાં મંદી થાય, અને બન્ને સાથે વક્રી હોય તો મોટી મંદી થાય.

૧૨૮ વશાખ સુદ ૬ અને શુકરવાર હોય અને છઠ પૂર્ણ હોય તો રૂના ભાવ અગીયાર માસમાં અડધા થાય.

૧૨૯ અખાત્રીજને રોજ સ્વાતિ નક્ષત્ર હોય અને તે દિવસે વરસાદ થાય તો રૂના ભાવ દોઢા બમણા થાય.

૧૩૦ કારતકથી વૈશાખસુધીમાં જે મહીનો શુકરવારો

બેસે અને તે જ દિવસે જો બીજ ઉગે તો રૂના ભાવ એક માસસુધી વધ્યા જ કરે.

૧૩૧ ભાદરવા સુદ ૮ ને મુળ નક્ષત્ર હોય અને તે દિવસે રવીવાર કે સોમવાર હોય તો પાંચ માસ સુધી સુતરમાં તેજી રહે.

૧૩૨ આસો વદી ૧૪ ને રવીવાર હોય અથવા તે જ દિવસે દિવાળી હોય તો રૂ તથા ચાંદીમાં મંદી થાય.

૧૩૩ પુનર્વસુનો બુધ થાય ત્યારે સુતર કાપડ કપાસ તથા શણના ભાવ મંદા થાય.

૧૩૪ રાહુ મંગળ એકઠા થાય તો સોનામાં એક ટકા જેટલી તેજી થાય.

૧૩૫ શુકર મંગળ એક રાશીપર આવે ત્યારે ચાંદીમાં બે ત્રણ ટકા જેટલી તેજી થાય.

૧૩૬ કૃતિકા નક્ષત્રમાં સૂર્ય અગર ચંદ્ર ગ્રહણ થાય ત્યારે સોનું ચાંદી મણી માણેક તથા રાતા પરવાળામાં સારી તેજી થાય.

૧૩૭ રોહીણીનો સૂર્ય અગર મંગળ થાય તો કપાસ, સુતર અને શણમાં તેજી થાય.

૧૩૮ પોસ સુદ ૧૫ અને પુષ્ય નક્ષત્ર હોય તો પોસ વદ ૧ થી પોસ વદી ૦)) સુધીમાં રૂમાં સારી તેજી થાય.

૧૩૯ અનુરાધાનો સૂર્ય થાય ત્યારે ચાંદીમાં દોઢથી બે ટકાની મંદી થાય.

૧૪૦ ચૈત્ર વદી ૧ થી વૈશાખ સુદ ૧૫ સુધી જે ચીજનો ભાવ તેજ હોય તો તેજી અને મંદી હોય તે મંદી જાણવો.

૧૪૧ પુષ્ય નક્ષત્રપર બુધ આવે તો સોનામાં લગભગ અરધા ટકા જેટલી મંદી થાય.

૧૪૨ આસો વદ પક્ષમાં શનિ રાહુ એક રાશિપર આવે તો શણ તથા સુતરમાં સારી તેજી થાય.

૧૪૩ જ્યારે ગુરૂનો ઉદય થાય ત્યારે સોનામાં મ્હોટી મંદી થાય.

૧૪૪ ચૈત્ર શુદ ૧ બુધવારી હોય તો ચાંદીમાં ૩–૪ ટકાની ઘટવધ થઇ છેવટે મંદી થાય.

૧૪૫ ભાદરવા વદ પક્ષમાં શનિ રાહુ એક રાશિપર આવે તો શણ તથા સુતરના ભાવમાં સારી તેજી થાય.

૧૪૬ ગુરૂ વક્રી થાય તો સોનામાં મ્હોટી ઉથલપાથલ

ખાસ કરીને મ્હોટી તેજી થાય. છતાં પણ બજા-
રના ભાવ ઉપર બરાબર ધ્યાન આપી કામકાજ
કરવું.

૧૪૭ આસો વદ ૮ ને રોજ ગુરૂ કે શનિ વક્રી હોય
તો સુતરના ભાવ ઘણું કરીને તેજ થાય.

૧૪૮ શુક્ર સિંહ રાશીપર આવે ત્યારે ચાંદીમાં બે ત્રણ
ટકા ઘટે અને તુલા રાશી પર આવે ત્યારે ૩–૪
ટકા ઘટે અગર વધે.

૧૪૯ ગુરૂ અથવા શનિ ભાદરવા વદ ૮ ના રોજ જો
વક્રી થાય તો સુતરમાં સારી તેજી થાય.

૧૫૦ કન્યાનો બુધ થાય ત્યારે ચાંદીમાં બે ત્રણ ટકાની
મંદી થાય.

૧૫૧ કર્કનો રાહુ થાય ત્યારે સોનામાં અરધાથી એક
ટકા જેટલી મંદી થાય.

૧૫૨ મીથુન રાશીનો શુક્ર થાય ત્યારે કપાસ, સુતર,
શણ અને કાપડમાં સારી મંદી થાય.

૧૫૩ સિંહનો બુધ થાય ત્યારે ચાંદીમાં દોઢ બે ટકાની
તેજી થાય.

૧૫૪ તુલા રાશીનો મંગળ થાય ત્યારે રૂ, સુતર, કપાસ
તથા શણમાં સારી તેજી થાય.

૧૫૫ બુધ, ગુરૂ, શુક્ર, શનિ એકઠા થાય તો ચાંદીમાં મોટી ફેરફારી થાય.

૧૫૬ ચૈત્ર માસમાં ગુરૂ અને શુક્ર જો એક રાશિપર એકઠા થાય તો સુતરનો સંગ્રહ કરવાથી એક માસમાં સારો લાભ થાય.

૧૫૭ રાહુ મંગળ એક જ રાશિપર અથવા એક જ નક્ષત્રપર એકત્ર થાય તો, ચાંદીમાં બે ત્રણ ટકાની તેજી થાય.

૧૫૮ ધન રાશિનો મંગળ થાય અથવા ધન સંક્રાંતિ બેસે ત્યારે કપાસ તથા સુતરમાં સારી તેજી થાય.

૧૫૯ બુધ અથવા ગુરૂ વક્રી થાય ત્યારે ચાંદીમાં બેથી ચાર ટકાની વધઘટ થઇ છેવટે તેજી થાય.

૧૬૦ જ્યારે વૃશ્ચિક સંક્રાંતિ બેસે ત્યારે ગરમ કાપડના ભાવ તેજ થાય.

૧૬૧ સોમવતી અમાસ હોય ત્યારે ચાંદીમાં બે ત્રણ ટકાની મંદી થાય અથવા વધઘટ થઇને મંદી થાય.

